

# ખ્રીસ્તી ધર્મનો લઘુ સવાલ જવાબ





## પરહેજગારીના દિવસો:

## મુંબઇ મહાધર્માધ્યક્ષ પ્રાંતમાં ઉપવાસ તથા પરહેજગારીના દિવસો.

(૧) વરસના સઘળા શુક્રવાર.
(૨) લેન્તના સઘળા બુધવાર.
(૩) મારીઆના સ્વર્ગારોહણનો આગલો દિવસ.

## ઉપવાસ અને પરહેજગારીવાળા દિવસો:

(૧) લેન્તના સઘળા શુક્રવાર
(૨) નાતાલ આગલો દિવસ.

## મિસ સાંભળવાની ભારે ફરજવાળા અને ચાકરીનાં બંધ રાખવાના દિવસો.

ડીસેમ્બર ૮ મી

૧ ઑગસ્ટ

# ખ્રીસ્તી ધર્મનો લઘુ સવાલ જવાબ.

૧૦ મા પીયુસ પાપાના સવાલની અંગ્રેજી
ચોથી આવૃત્તિ ઉપરથી.

બીજી આવૃત્તિ.

"આણંદ પ્રેસ"
કાથોલિક મિશન આણંદ.
૧૯૩૧.

# ખ્રીસ્તી ધર્મનો સવાલ જવાબ.

બાપ અને પુત્ર અને પવિત્ર આત્માના નામમાં. આમેન.

**શ્રદ્ધા** — ઓ મારા પરમેશ્વર, હું તારા ઉપર શ્રદ્ધા રાખું છું કેમકે તું સત્યજ છે.

**આશા** — ઓ મારા પરમેશ્વર, હું તારા ઉપર આશા રાખું છું, કેમકે તું અત્યંત શક્તિમાન, દયાળુ અને વચનબંધી છે.

**પ્રીતિ** — ઓ મારા પરમેશ્વર, હું સૌ વસ્તુ કરતાં તારા ઉપર વધારે પ્રીતિ રાખું છું; કેમકે તું અત્યંત ભલો અને સંપૂર્ણ છે.

**પ્રભુની પ્રાર્થના** — હે અમારા બાપ, તું સ્વર્ગમાં છે, તારૂં નામ પવિત્ર રહો; તારૂં રાજ્ય અમારામાં આવો; જેમ સ્વર્ગમાં તેમ પૃથ્વી ઉપર તારી ઇચ્છા પુરી થાઓ. અમારી દરરોજની રોટલી આજ અમને આપ. અને જેમ અમે અમારા ગુનેગારોને ક્ષમા કરીએ છીએ, તેમ તું અમારા અપરાધોની ક્ષમા કરઃ અને અમને અજમાયશમાં ન લાવ, પણ ભુંડાથી અમને બચાવ. આમેન.

**સલામ મારીઆ** — સલામ, મારીઆ, કૃપાથી પૂર્ણ; પ્રભુ તારી સાથે છે; ભાગ્યવંત તું સ્ત્રીઓમાં, અને ભાગ્યવંત તારા ઉદ-

રનું ફળ ઇસુ. હે પવિત્ર મારીઆ, પરમેશ્વરની મા, અમો પાપીઓને વાસ્તે વિનંતી કર, હમણા અને અમારા મોતની વખતે. આમેન.

**સ્તુતિ**—બાપ અને પુત્ર અને પવિત્ર આત્માને માન સન્માન રહો. જેમ આરંભમાં હતું તેમ હમણા અને હમેશાં જુગોજુગ. આમેન.

**પ્રેરિતોનો મત** — પરમેશ્વર બાપ, સર્વશક્તિમાન, સ્વર્ગ અને પૃથ્વીના ઉત્પન્ન કરનાર ઉપર હું શ્રદ્ધા રાખું છું; અને ઇસુ ખ્રીસ્ત, તેનો એકનો એક પુત્ર, અમારો પ્રભુ; જે પવિત્ર આત્માના યોગ વડે ગર્ભે રહ્યો, જેણે કુંવારી મારીઆને પેટે જન્મ લીધો, પોન્સ-પિલાતના અમલમાં દુઃખ ભોગવ્યું, જેને ખ્રુસ ઉપર ચઢાવ્યો, જે મરી ગયો, દટાયો ને લીંબોમાં ઉતર્યો, ત્રીજે દિવસે મુએલામાંથી ઉઠયો, સ્વર્ગમાં ચઢયો, સર્વશક્તિમાન પરમેશ્વર બાપને જમણે હાથે બેસે છે: ત્યાંથી તે જીવતા અને મુએલાઓનો ન્યાય કરવા ફરીથી આવશે. પવિત્ર આત્મા, પવિત્ર કાથોલિક શ્રીસભા, પવિત્રોનો સંબંધ, પાપોની ક્ષમા, દેહનું સજીવનપણું અને સર્વકાળીક જીંદગી, એ સર્વ ઉપર હું શ્રદ્ધા રાખું છું. આમેન.

**સલામ, ઓ રાણી.**— સલામ, ઓ રાણી. દયાની મા, અમારૂં જીવન, ગળપણ અને ઉમેદ, સલામ. અમે હેવાનાં દેશનિકાલ કરેલાં છોકરાં તને મોટે ઘાંટે બોલાવીએ છીએ. આ આંસુની ખીણમાંથી રડતાં અને રોતાં અમે અમારો નિસાસો તારી પાસે મોકલીએ છીએ. અરે! અમારે સારૂં વિનંતી કરનાર, તારી દયાની આંખો અમારા ઉપર ફેરવ; અને ઇસુ, તારા પેટનું મુબારક ફળ, આ દેશનિકાલ પછી અમને દેખાડ. ઓ દયાળુ, ઓ ભાવિક, ઓ ગળી કુંવારી મારીઆ.

## પરમેશ્વરની દસ આજ્ઞાઓ.

૧. એકજ પરમેશ્વરની સેવા કર. માટે મૂર્તિપૂજા કરીશ નહિ.
૨. પરમેશ્વરનું નામ વ્યર્થ લઇશ નહિ.
૩. વિશ્રામવાર પાળ.
૪. માબાપને માન આપ.
૫. કોઇનો જીવ લઇશ નહિ.
૬. વ્યભિચાર કરીશ નહિ.
૭. ચોરી કરીશ નહિ.
૮. જુઠી સાક્ષી આપીશ નહિ.
૯. પરસ્ત્રીની ઇચ્છા રાખીશ નહિ.
૧૦. પરવસ્તુનો લોભ કરીશ નહિ.

## શ્રીસભાની મુખ્ય આજ્ઞાઓ.

૧. સર્વે રવિવાર તથા તહેવારને દિવસે પવિત્ર મિસ ભકિતથી સાંભળ.

૨. મુકરર કરેલે દિવસે અપવાસ કર અને માંસ ખાઇશ નહિ.

૩. દર વરસે ઓછામાં ઓછું એક વખત પાપનો સ્વીકાર યાજકની પાસે કર.

૪. દર વરસે ઓછામાં ઓછું એક વખત, એટલે, પાસ્ખાની વખતે પવિત્ર ખ્રીસ્ત શરીર સાક્રામેન્ત લે.

૫. આપણા ધર્મગુરૂઓના નિર્વાહમાં ફાળો આપવો.

## સાત સાક્રામેન્તો.*

બાપ્તીસ્મા, ખ્રીસ્મા, પવિત્ર ખ્રીસ્ત શરીર સાક્રામેન્ત, પ્રાયશ્ચિત, અંત્યાભ્યંગ, પવિત્ર યાજકપદ અને લગન.

---

* સાક્રામેન્ત કૃપા આપવા ખ્રીસ્તે સ્થાપેલી બહારની નિશાની છે.

**કબુલ કરવું.**—સર્વશકિતમાન પરમેશ્વર, સદા કુંવારી મારીઆ, પવિત્ર મીખાએલ દેવદૂત, પવિત્ર યોહાન બાપ્તીસ્ત, પવિત્ર પેત્રસ અને પૌલસ પ્રેરિત, સર્વે પવિત્રો, એમની પાસે અને તમો યાજક પાસે હું પાપ કબુલ કરૂં છું કે, મેં કલ્પનાથી, શબ્દથી અને કૃત્યોથી બહુ પાપ કરેલાં છે, એ મારો અપરાધ, એ મારો અપરાધ, એ મારો મોટો અપરાધ. તેથી સદા કુંવારી મારીઆ, પવિત્ર મીખાએલ દેવદૂત, પવિત્ર યોહાન બાપ્તિસ્ત, પવિત્ર પ્રેરિતો પીતર અને પાઉલ, અને સર્વ પવિત્રો મારે માટે પરમેશ્વરને વિનંતી કરો.

**પ્રસ્તાવો.**—ઓ મારા પરમેશ્વર, હું મારાં સઘળાં પાપને સારૂ દુ:ખી છું અને તેમની માફી માગું છું. અને સૌ કરતાં તેમને ધિક્કારૂં છું, કેમકે તે તારી ભયંકર સજાને પાત્ર છે; કેમકે તેમણે મારા પ્રિય તારનાર ઇસુ ખ્રીસ્તને ક્રુસ પર ચડાવ્યો છે; અને સર્વ ઉપરાંત, કેમકે તેમણે તારી અત્યંત ઉત્તમતાની નિંદા કરી છે. અને હું તારી કૃપાની મદદ વડે તને ફરી ગુસ્સે નહિ કરવા, અને પાપના પ્રસંગથી વેગળો રહેવાને દૃઢ ઠરાવ કરૂં છું.

**૧. તને કોણે બનાવ્યો?** મને પરમેશ્વરે બનાવ્યો.

**૨. પરમેશ્વરે તને શા માટે બનાવ્યો?** પરમેશ્વરે મને આ દુનિયામાં તેની પવિત્ર ઇચ્છા પુરી કરવા અને સ્વર્ગમાં તેની પાસે સદાકાળ સુખી રહેવાને બનાવ્યો.

**૩. પરમેશ્વર** શું છે? પરમેશ્વર પરમાત્મા છે, જે એકલો પોતાથીજ હોય છે, તે સઘળી સંપૂર્ણતામાં અત્યંત છે, અને ન્યાયને સદાકાળીક મહિમા અને ભુંડાને સદાકાળીક સજા આપે છે.

**૪. પરમેશ્વર ક્યાં છે?** પરમેશ્વર સર્વ ઠેકાણે છે; તે સઘળી બીનાઓ, આપણા ગુપ્ત વિચારો સુદ્ધાં જાણે છે અને જુએ છે.

**૫. ફકત એકજ પરમેશ્વર છે શું?** હા, ફકત એકજ પરમેશ્વર છે.

**૬. પરમેશ્વર પણામાં ત્રણ જણ છે શું?** હા, પરમેશ્વરપણામાં ત્રણ જણ છે; પરમેશ્વર બાપ, પરમેશ્વર પુત્ર અને પરમેશ્વર પવિત્ર આત્મા.

**૭. બાપ પરમેશ્વર છે?** હા, બાપ પરમેશ્વર છે.

**૮. પુત્ર પરમેશ્વર છે?** હા, પુત્ર પરમેશ્વર છે,

**૯. પવિત્ર આત્મા પરમેશ્વર છે?** હા, પવિત્ર આત્મા પરમેશ્વર છે.

**૧૦. આ ત્રણ જણા ત્રણ પરમેશ્વર નથી** શું? ના. આ ત્રણ જણા ત્રણ પરમેશ્વર નથી; બાપ, પુત્ર અને પવિત્ર આત્મા મળીને એકજ અને તેજ પરમેશ્વર છે.

**૧૧. ત્રણ જણ એકજ પરમેશ્વર છે એ મર્મ શું કહે-વાય છે?** ત્રણ જણ એકજ પરમેશ્વર છે, એ મર્મ પરમ પવિત્ર ત્રૈક્ય કહેવાય છે.

**૧૨. આ ત્રણ જણોમાંનો કયો જણ માણસ થયો?** આ ત્રણ જણોમાંનો બીજો જણ માણસ થયો, અને તેનું નામ ઇસુ ખ્રીસ્ત છે.

**૧૩. તે કયાં માણસ થયો?** તે ધન્ય કુંવારી મારીઆના ઉદરમાં માણસ થયો.

**૧૪. ધન્ય કુંવારી મારીઆ કોણ છે?** ધન્ય કુંવારી મારીઆ પરમેશ્વરની નિષ્કલંક મા છે, જે મૂળપાપમુકત નિષ્ક-લંક ગર્ભધારણ થઇ હતી.

**૧૫. ઇસુ ખ્રીસ્ત કોણ છે?** ઇસુ ખ્રીસ્ત પવિત્ર આત્માના યોગ વડે માણસ થએલો પરમેશ્વર પુત્ર છે.

**૧૬. ઇસુ ખ્રીસ્ત કયાં છે?** ઇસુ ખ્રીસ્ત પરમેશ્વર તરીકે સર્વ ઠેકાણે છે. અવતરેલા પરમેશ્વર તરીકે તે સ્વર્ગમાં, અને વેદીના અતિ પવિત્ર સાક્રામેન્તમાં હાજર છે.

**૧૭. પરમેશ્વર પુત્ર શા માટે માણસ થયો?** પરમેશ્વર પુત્ર આપણને પાપ અને નરકથી બચાવવાને, અને સ્વર્ગનો રસ્તો શીખાડવાને માણસ થયો.

**૧૮. કાથોલિક શ્રીસભા એટલે શું?** કાથોલિક શ્રીસભા, જે સઘળા ખ્રીસ્તી ભકતો એકજ દ્રષ્ય શીર, એટલે રોમનો ધર્માધ્યક્ષ, જેને પાપા કહે છે તેના અમલમાં રહે છે તેઓની સભા.

**૧૯. સાક્રામેન્ત એટલે શું?** સાક્રામેન્ત કૃપા આપવાને ખ્રીસ્તે સ્થાપેલી દ્રષ્ય નિશાની છે.

**૨૦ બાપ્તીસ્મા એટલે** શું? બાપ્તીસ્મા, એક સાક્રામેન્ત છે, જે વડે મૂળપાપ ધોવાઇ જાય છે, અને જો લેનારને પોતાનાં પાપ હોય, અને યોગ્ય તૈયારીથી લે, તો તે પણ માફ થાય છે.

**૨૧. મૂળ પાપ એટલે શું?** મૂળપાપ, પેલો ડાઘ અને કલંક છે, જે આદમ, મનુષ્યજાતનું મૂળ અને માથું હતો તેનાથી વારસા તરીકે આપણા પર ઉતરે છે.

**૨૨. બાપ્તીસ્મા આપનાર કોણ છે?** સામાન્યમાં બાપ્તીસ્મા આપનાર યાજક છે, પણ જોખમ ભરેલી હાલતમાં દરેક જણ બાપ્તીસ્મા આપી શકે છે.

**૨૩. બાપ્તીસ્મા કેવી રીતે અપાય છે?** બાપ્તીસ્મી થનાર માણસના માથા ઉપર પાણી રેડવાથી અને તેજ વખત એવા શબ્દ બોલવાથી કે:

**"બાપ, અને પુત્ર અને પવિત્ર આત્માના નામે હું તને બાપ્તીસ્મા આપું છું."**

**૨૪. ખ્રીસ્મા એટલે શું?** ખ્રીસ્મા, જેમાં આપણે બળવાન અને સંપૂર્ણ ખ્રીસ્તી થવાને પવિત્ર આત્મા પામીએ એવું સાક્રામેન્ત છે.

**૨૫. પ્રાયશ્ચિત સાક્રામેન્ત એટલે શું?** જેમાં બાપ્તીસ્મા લીધા પછી કરેલાં મહા પાપ અને અલ્પ પાપ માફ થાય છે. એવું સાક્રામેન્ત છે.

૨૬. **મહા પાપ એટલે શું?** મહા પાપ પરમેશ્વરની ભારે નિંદા છે.

૨૭. **અલ્પ પાપ એટલે શું?** અલ્પપાપ એવી નિંદા છે. જેથી આત્મામાં કૃપાના જીવનનો નાશ થતો નથી, પણ આત્મા પરમેશ્વરને અપ્રસન્ન થાય છે.

૨૮. **નરક શું છે?** નરક, જ્યાં મહાપાપમાં મરી જનારાઓ સદાકાળ સુધી બળે છે એવી જગ્યા છે.

૨૯. **શુદ્ધ કરનાર અગ્નિ એટલે શું?** જ્યાં આત્માઓ મરણ પછી અમુક વખત સુધી પોતાનાં પાપને લીધે દુ:ખ વેઠે છે એવી જગ્યા છે.

૩૦. **સ્વર્ગીક વૈભવ એટલે શું?** સ્વર્ગીક વૈભવ સદા સુધી પરમેશ્વરને જોવો, તેના ઉપર પ્રેમ કરવો અને તેનામાં આનંદ કરવો તે.

૩૧. **પ્રાયશ્ચિત સાક્રામેન્ત યોગ્ય રીતે લેવાને શું?** જરૂરનું છે? પ્રાયશ્ચિત સાક્રામેન્ત યોગ્ય રીતે લેવાને એ જરૂરનું છે: પોતાની પ્રેરકબુદ્ધિ તપાસવી. પોતાનાં પાપ વિષે પસ્તાવો કરવો, એટલે, દુ:ખી થવું. ફરી પરમેશ્વરની નિંદા ન કરવાને મજબુત નિશ્ચય કરવો. યાજકને પોતાનાં પાપ સ્વીકારવાં. યાજકે ફરમાવેલું પ્રાયશ્ચિત કરવું.

૩૨. **પસ્તાવાની કેટલી જાત છે?** પસ્તાવાની બે જાત છે: અપુર્ણ અથવા ભયનો પસ્તાવો, અને સંપુર્ણ અથવા પ્રિતિનો પસ્તાવો.

**૩૩. ભયનો પસ્તાવો એટલે શું?** આપણે સ્વર્ગ ગુમાવ્યું અને નરકને પાત્ર થયા, અથવા પાપ જાતે ઘણું દૂષજોગ છે તેને લીધે પાપ વિષે દુઃખી થવું તે.

**૩૪. સંપુર્ણ અથવા પ્રીતિનો પસ્તાવો એટલે શું?** સંપૂર્ણ પસ્તાવો ફક્ત પરમેશ્વર પરની પ્રીતિને લીધે પોતાનાં પાપ વિષે દુઃખી થવું તે.

**૩૫. સુધરવાનો મજબુત નિશ્ચય એટલે શું?** પરમેશ્વરની કૃપાથી ફક્ત પાપથી નહિ, પણ પાપના લાગથી પણ દુર રહેવાનો મનનો ખરો ઠરાવ.

**૩૬. જો કોઈ જાણી જોઈને પ્રાયશ્ચિતમાં એક મહા પાપ છુપાવી રાખે છે તો શું?** તો એવો માણસ ભારે ધર્મઉલંઘનને પાત્ર થાય છે.

**૩૭. પવિત્ર ઐખારીસ્તીઆનું સાક્રામેન્ત એટલે શું?** પવિત્ર ઐખારીસ્તીઆનું સાક્રામેન્ત, રોટલી અને દ્રાક્ષરસના રૂપમાં આત્મા અને પરમેશ્વરપણા સુદ્ધાં ઇસુ ખ્રિસ્તનું ખરૂં શરીર તથા લોહી.

**૩૮. ખ્રીસ્ત એકજ રૂપમાં આખો લેવાય છે શું?** હા, ખ્રીસ્ત બેમાંના એકજ રૂપમાં આખો પમાય છે.

**૩૯. રોટલી અને દ્રાક્ષરસ ક્યારે ઇસુ ખ્રીસ્તના શરીર અને લોહીમાં પલટાવાય છે?** જ્યારે યાજક પાલટના શબ્દ ઉચ્ચારે છે, ત્યારે રોટલી અને દ્રાક્ષરસ ઇસુ ખ્રીસ્તના શરીર તથા લોહીમાં પલટાવાય છે.

**૪૦. અતિ પવિત્ર સાક્રામેન્ત યોગ્ય રીતે લેવાને શું**

**જરૂરનું છે?** અતિ પવિત્ર સાક્રામેન્ત યોગ્ય રીતે લેવાને એ જરૂરનું છે કે કૃપાની સ્થિતિ, એટલે, મહાપાપથી મુક્ત અને મધરાતથી ઉપવાસ.

૪૧. **મિસનું બળિદાન એટલે શું?** મિસનું બળિદાન ખ્રીસ્તના શરીર તથા લોહીનું અલોહીઆળું બળિદાન છે; તે ક્રુસ પરના બળિદાનના સરખું તેને તેજ છે.

૪૨. **અંત્યાભ્યંગ સાક્રામેન્ત એટલે શું?** અંત્યાભ્યંગ, જેમાં યાજકના તેલ ચોપડવા અને પ્રાર્થનાથી આત્મા દિલાસો અને શકિત તથા પાપની માફી પામે છે, અને જો પરમેશ્વરને પ્રસન્ન પડે, તો તંદુરસ્તી પામે છે એવું સાક્રામેન્ત છે.

૪૩. **યાજકપદ એટલે શું?** યાજકપદ, જેથી ધર્માધ્યક્ષો, યાજકો અને શ્રીસભાના બીજા સેવકો નીમાય છે એવું સાક્રામેન્ત છે.

૪૪. **લગ્નનું સાક્રામેન્ત એટલે શું?** લગ્ન, જેથી ખ્રીસ્તી લગ્નનો કરાર તથા સંબંધ પવિત્ર થાય છે અને તે યોગ્ય રીતે લેનારને કૃપા મળે છે, એવું સાક્રામેન્ત છે.

૪૫. **લગ્ન સાક્રામેન્ત યોગ્ય રીતે લેવાને શું જરૂરનું છે?** લગ્ન સાક્રામેન્ત યોગ્ય રીતે લેવાને એ જરૂરનું છે કે, પરણનારાંઓ કૃપાની સ્થિતિમાં હોય, અને શ્રીસભાના નિયમ અનુસાર લગ્ન કરે.

૪૬. **લગ્નબંધન કોઈ મનુષ્ય અધિકારથી તોડી શકાય કે શું?** ના. લગ્નબંધન કોઈ મનુષ્ય અધિકારથી તોડી શકાય નહિ. કેમકે ખ્રીસ્તે કહ્યું કે:—"પરમેશ્વરે જે જોડ્યું છે, તે માણસે જુદું ન પાડવું" (માત્થી. ૧૯).

# રોસારની ભકિત.

## આનંદનાં મર્મ.

૧. તે પવિત્ર આત્માના યોગ વડે તારે ગર્ભે રહ્યો.
૨. તેને તું એલીસાબેથ પાસે લઇ ગઇ.
૩. તે તારે ઉદરે જન્મ્યો.
૪. તેને તેં દેવળમાં અર્પણ કર્યો.
૫. તે તને દેવળમાં જડયો.

## દુઃખનાં મર્મ.

૧. તેણે અમારે સારૂ લોહીનો પરસેવો ઉતાર્યો.
૨. તેણે અમારે સારૂ કટકા સહન કર્યા.
૩. તેણે અમારે સારૂ કાંટાનો મુગટ પહેર્યો.
૪. તે અમારે સારૂ ક્રુસ લઇને ચાલ્યો.
૫. તેને અમારે સારૂ ક્રુસ ઉપર ચઢાવ્યો.

## વૈભવનાં મર્મ.

૧. તે મુએલામાંથી ઉઠયો.
૨. તે સ્વર્ગમાં ચડયો.
૩. તેણે પવિત્ર આત્મા મોકલ્યો.
૪. તેણે તને સ્વર્ગમાં લઇ લીધી.
૫. તેણે તને સ્વર્ગમાં અવિનાશી મુગટ આપ્યો.

# ધન્ય કુંવારી મારીઆની લીટની.

ઓ પ્રભુ અમારા ઉપર દયા કર.
ઓ ખ્રીસ્ત ,, ,,
ઓ પ્રભુ ,, ,,
ઓ ખ્રીસ્ત અમારૂં સાંભળ.
ઓ ખ્રીસ્ત મહેરબાનીથી અમારૂં સાંભળ.
ઓ સ્વર્ગના પરમેશ્વર બાપ. અમારા ઉપર દયા કર.
ઓ પરમેશ્વર પુત્ર દુનિયાના તારનાર, ,, ,,
ઓ પરમેશ્વર પવિત્ર આત્મા, ,, ,,
ઓ પવિત્ર ત્રૈક્ય એકજ પરમેશ્વર, ,, ,,
ઓ પવિત્ર મારીઆ,
ઓ પવિત્ર પરમેશ્વરની મા,
ઓ કુંવારીઓની પવિત્ર કુંવારી.
ઓ ખ્રીસ્તની મા,
ઓ પરમેશ્વરની કૃપાની મા,
ઓ અથાગ નિર્દોષ મા,
ઓ અથાગ પવિત્ર મા,
ઓ પાક મા,
ઓ કલંક વગરની મા,
ઓ પ્રીતિજોગ મા,
ઓ અજાયબ જેવી મા,
ઓ ઉત્તમ સલાહની મા,
ઓ ઉત્પન્ન કરનારની મા,

અમારે માટે વિનતી કર.

એ તારનારની મા,
એ અથાગ ડાહી કુંવારી,
એ માનજોગ કુંવારી
એ વખાણવાજોગ કુંવારી,
એ બળવાન કુંવારી,
એ દયાળુ કુંવારી,
એ નિમકહલાલ કુંવારી,
એ ન્યાયની આરસી,
એ બુદ્ધિનું સ્થાન,
એ અમારા હરખનું કારણ,
એ સુભક્ત વાસણ,
એ માનજોગ વાસણ,
એ ભક્તિનું સરસ વાસણ,
એ ગુહ્ય ગુલાબ,
એ દાવીદના મિનારા,
એ હસ્તીના મિનારા,
એ સોનાનું ઘર,
એ કરારનું આર્ક,
એ સ્વર્ગના દરવાજા,
એ સવારના તારા,
એ અશક્તના બચાવ,
એ પાપીઓના આધાર,
એ દુઃખીઓના દિલાસા.
એ ખ્રીસ્તીઓની મદદ,
એ દેવદૂતોની ગણી,

અમારે માટે વિનંતિ કર.

ઓ પૂર્વજોની રાણી,
ઓ ભવિષ્યવાદીઓની રાણી,
ઓ પ્રેરીતોની રાણી,
ઓ માર્તીરોની રાણી,
ઓ માનનારાઓની રાણી,
ઓ કુંવારીઓની રાણી,
ઓ સર્વ પવિત્રોની રાણી,
ઓ મૂળપાપ વગર ફરજન થએલી રાણી.
ઓ પવિત્ર રોસારની રાણી,
ઓ શાંતિની રાણી,

} અમારે માટે વિનંતી કર.

ઓ પરમેશ્વરનું હલવાન, જે જગતનાં પાપ હરણ કરે છે,
ઓ પ્રભુ, અમને બચાવ.
ઓ પરમેશ્વરનું હલવાન, જે જગતનાં પાપ હરણ કરે છે,
ઓ પ્રભુ, મહેરબાનીથી અમારૂં સાંભળ.
ઓ પરમેશ્વરનું હલવાન, જે જગતનાં પાપ હરણ કરે છે,
અમારા ઉપર દયા કર.

V. ઓ પવિત્ર પરમેશ્વરની મા, અમારે માટે વિનંતી કર.

R. કે ખ્રીસ્તના વચનોને અમે યોગ્ય થઇએ.

એવી પ્રાર્થના કરીએ: હે સ્વામિ, તારી કૃપા અમારા મનમાં રેડ એવી વિનંતી અમે કરીએ છીએ; કે અમ, જેઓએ દેવદૂતના સંદેશાથી તારા પુત્ર ખ્રીસ્તનો અવતાર જાણ્યો, તેઓ તેના દુ:ખ વડે તથા ખ્રુસ વડે પુનરૂસ્થાનના વૈભવમાં લઇ લેવાઇએ; તેજ અમારા સ્વામિ ઇસુ ખ્રીસ્તના પુણ્ય વડે. આમેન.

# પ્રાયશ્ચિત્ત પહેલાં.

૧. પવિત્ર પાણી લો, ક્રુસની નિશાની કરો, ઘુંટણ ટેકો, તમારી જગાએ જાઓ, અતિ પવિત્ર સાક્રામેન્ત તરફ નજર કરીને એવી પ્રાર્થના કરો:—

"ઓ મારા પરમેશ્વર, સારૂં પ્રાયશ્ચિત્ત કરવાને મને તારી કૃપા આપ.

હે મારીઆ, મારી સૌથી પ્રિય મા, મારે માટે વિનંતી કર, પવિત્ર યોસેફ, મારા રક્ષક દેવદૂત, મને મદદ કરો."

૨. તેં કેવાં પાપ કર્યાં છે તે જાણવાને તારૂં મન તપાસ.

(૧) મેં મારી સવારની અને સાંજની પ્રાર્થના કીધી કે નહિ? મેં ભકિતીથી કરી કે નહિ?

(૨) મેં કોઇને શ્રાપ આપ્યો કે? કેટલી વાર?

૩. રવિવારે મિસમાં ન ગયો? કેટલી વાર? હું દેવળમાં ખરાબ રીતે ચાલ્યો કેટલી વાર?

૪. હું માબાપ અને મહેતાજીને અનાજ્ઞાધારી થયો? હું આળસુ થયો?

(૫) મેં લડાઇ કીધી, અને ગુસ્સે થયો? અને ગાળ આપી? હું ખાઉધરો થયો? કેટલી વાર?

(૬) મેં કંઇ ખોટું કર્યું, વિચાર્યું, જોયું, સાંભળ્યું અથવા બોલ્યો? કેટલી વાર?

(૭) મેં ચોર્યું—શું? અને કોનું? મેં છેતરપંડી કરી?

(૮) શિક્ષાથી બચી જવાને અથવા બીજાઓને નુકશાન કરવાને હું જુઠું બોલ્યો? કેટલી વાર?

(૯) મેં બીજાની વસ્તુઓનો લોભ કર્યો?

૬. "ઓ મારા પરમેશ્વર, મેં તને ગુસ્સે કર્યો તેથી હું આખા મનથી દુ:ખી છું; હું મારા આખા મનથી તારા ઉપર પ્રીતિ કરૂં છું- અને હું ફરી પાપ કરીશ નહિ હું આ પાપો કર્યાને લીધે ઘણો દુ:ખી છું અને આ પાપો, વિશેષ કરીને આ પાપ....નહિ કરવાનું હું તને વચન અ.પું છું"

# પ્રાયશ્ચિત્તમાં

૧ ફાધર, મને આશીર્વાદ આપો, કેમકે મેં પાપ કર્યાં છે; સર્વશક્તિમાન પરમેશ્વર......એ મારો મોટો અપરાધ.

૨. ફાધર, આ મારૂં પહેલું પ્રાયશ્ચિત છે અથવા પાછલા પ્રાયશ્ચિત પછી આટલા દિવસ... થયા, એટલામાં મેં એવાં પાપ કર્યાં છે.........

૩. તમારાં પાપ કહો.

૪. આ અને મારાં બીજાં પાપ જે મને હાલ યાદ નથી, તેમને સારૂ હું આખા મનથી દુ:ખી છું. અને પરમેશ્વર પાસે માફી, અને તમ, મારા આત્મીક બાપ પાસે પ્રાયશ્ચિત અને માફી માગું છું.

૫. યાજકની શિખામણ.

૬. પસ્તાવાની પ્રાર્થના—જ્યારે યાજક તમને માફી આપે છે ત્યારે—"હે મારા પરમેશ્વર, તને ગુસ્સે કર્યાને લીધે હું આખા મનથી દુ:ખી છું. હું મારા આખા મનથી તારા ઉપર પ્રીતિ કરૂં છું અને ફરી પાપ કરીશ નહિ."

૭. જ્યારે યાજક કહે છે શાંતિમાં જા, ત્યારે તમારી જગાએ જાઓ.

# પ્રાયશ્ચિત્ત પછી.

૧. હે મારા પરમેશ્વર, તેં મારાં પાપ માફ કર્યાં વાસ્તે આખા મનથી તારો ઉપકાર માનું છું."

૨. ફરમાવેલું પ્રાયશ્ચિત્ત કરો.

**Imprimatur:**

✠ J. LIMA, S. J.
*Archbishop of Bombay.*

*Printed by Br. F. Escofet S. J. at the Anand Press, Catholic Mission, Anand and Published by Rev. Fr. A. Soler S. J. St. Stanislaus' High School, Bandra.*